॥ ओ३म् ॥

# બ્રહ્મચર્ય પ્રકાશ



લેખક અને પ્રકાશક

શ્રી. મણિભાઈ દેસાઈભાઈ પરેખ, કરમસદ.

કિંમત ૦-૦-૯

"દરેક માબાપો પોતાનાં ભાવિ બાળકોને ૮ થી ૨૫ વરસની ઉંમર સુધી આશ્રમો યા ગુરુકુલોમાં રાખે. તપશ્ચર્યાપૂર્વક બ્રહ્મચર્યની દીક્ષા આપી સાચા સાહિત્ય તથા સત્ય વિદ્યાના સંસ્કારો તેમનાં કુમળાં મગજોમાં રેડવામાં આવે, દરેકને સરખું માનપાન આપવામાં આવે, એ જ બધા સુધારાનો સુધારો, ઉન્નતિની ઉન્નતિ તથા સાચામાં સાચું સુખ છે."

—સ્વામી દયાનન્દ

# બ્રહ્મચર્યનો પ્રકાશ

આ વિષયની ઉપયોગિતા જણાવતા પહેલાં બ્રહ્મચર્યના હેતુ, અને તે શા માટે? તેથી શો લાભ, તથા તે શક્ય વહેવારૂ બની શકે કે કેમ! તેનું પ્રતિપાદન કરવું આવશ્યક છે.

બ્રહ્મચર્યની ઉપયોગિતા માટે બે મત હોઈ શકે જ નહિ એ દરેક બુદ્ધિશાળીગણ કબુલ કરશે. આપણો ઇતિહાસ તથા ધર્મશાસ્ત્રો તેની સાક્ષીરૂપ છે, ભિષ્મપિતામહ બ્રહ્મચર્યથી પ્રાપ્ત થતી શક્તિથી મૃત્યુને છ માસ રોકી શક્યા હતા. પ્રાચીન કાળમાં ઘણા યોગીઓએ મૃત્યુ ઉપર વિજય મેળવ્યો છે. તેમની દૃષ્ટિમાં મૃત્યુ અને સમાધિ અવસ્થા એકજ વસ્તુ હતી; આ મહાન યોગીઓ પોતાને પ્રાપ્ત થયેલી વિદ્યા તથા અનુભવને આધારે જન સમાજના કલ્યાણ માટે જે મહાન પવિત્ર શાસ્ત્રો રચી ગયા છે. તેવાં આધુનીક કોઇ વિદ્વાનથી બની શકે તેમ નથી, આવી બુદ્ધિ શક્તિ તે તેમના બ્રહ્મચર્યનું ફળ હતું. સ્વામી શ્રદ્ધાનંદ, મહાત્મા ગાંધી, વિઠ્ઠલભાઇ, વલ્લભાઇ વગેરે નેતાઓ તેમની પાછલી અવસ્થાના બ્રહ્મચર્ય પાલનથી કરી રહેલા પુરુષાર્થનો દાખલો આધુનિક સમયમાં મોજુદ છે. આઠ કરોડ જર્મન પ્રજાનો માનીતો નેતા હીટલર દુનીઆનું આકર્ષણ બની રહ્યો છે, તે તથા યુરોપના વિદ્વાનોએ કુદરતની અદૃશ્ય શક્તિઓની જે મહાન શોધો કરી પ્રજા સમક્ષ મૂકી છે, તે પણ બ્રહ્મચર્યના નિયમોને આભારી છે, ટુંકામાં બ્રહ્મચર્યાવસ્થા એ જીંદગીના પાયારૂપ છે. રેતીના પાયા ઉપર બાંધેલું સુંદર મકાન જેમ તોફાનમાં ટકી શકે નહિ, તેમ બ્રહ્મચર્યરૂપી પાયા વગરનું જીવન આ તોફાની દુનિયામાં ટકી નહિ શકતાં દુઃખરૂપ નીવડે છે. સાદી કહેણીમાં ભોગ તેટલા રોગ.

બ્રહ્મચર્યના સેવનથી શારીરિક તેમ માનસિક શક્તિઓ વિકાશ પામી મજબુત બને છે જેથી ગુલામી મનોદશાવાળાં બંધનો

આપોઆપ તૂટી જાય છે, દુઃખમાત્ર દૂર રહે છે, તેમજ તેવા બ્રહ્મચારીના સુખદુઃખમાં સમદૃષ્ટિ રહે છે, અશક્ય કાર્યોને શક્ય બનાવવાની તેનામાં હિંમત આવે છે, સમાજમાં તેની પ્રતિષ્ઠા વધે છે, જેથી તેની વૃત્તિઓ હંમેશાં સારાં કામ કરવા ઉત્તેજિત રહે છે, લાંબા વખતના બ્રહ્મચર્યના સેવનથી મનુષ્ય જિતેન્દ્રિય બને છે, મન ઉપર પૂરો સંયમ મેળવી લે છે, મન ઉપર સંયમ રહેવાથી શિસ્તપાલન તેના માટે એક સાધારણ નિયમ બની રહે છે. સાચો બ્રહ્મચારી આ ભૌતિક જગતનાં પ્રલોભનોને વશ થતો નથી એટલે આવા પ્રકારના લાંબા કાળના અભ્યાસી ( પૂર્ણ બ્રહ્મચારી ) અંતમાં પ્રકૃતિ ઉપર વિજય મેળવી પરમ આનંદ પદને પ્રાપ્ત થાય છે. જેને શાસ્ત્રકારો મુક્તિ તરીકે વર્ણવે છે. પ્રાચીન કાળમાં આવી રીતે મુક્તિ પામેલા મહાન યોગી લોકોના શાસ્ત્રમાં દાખલા મળી આવે છે તેવા યોગીઓનાં જીવન અલૌકિક હતાં.

આધુનિક છેલ્લા સમયમાં તેવા યોગીઓની પેઠે સ્વામી દયાનંદ આ જીવન બ્રહ્મચારી રહીને લાંબા કાળના અભ્યાસ તેમ અનુભવને લઇને જે મહાન પુરુષાર્થ કરી ગયા છે તે આપણી સમક્ષ તેમની સ્થાપેલી આર્યસમાજો દ્વારા જાણી શકાય છે. તેમના જીવનનો અભ્યાસ મનન દરેક મુમુક્ષે તેમ વિદ્યાર્થી ગણે કરવો તે તેમના વિદ્યાર્થી જીવનના ઘડતર માટે અતિ ઉપયોગી છે, તેમણે બ્રહ્મચર્યથી પ્રાપ્ત થતી શક્તિનો પરોપકારાર્થે ઉપયોગ કરવાના આદર્શોને લઇને, દરેક પ્રકારનાં શાસ્ત્રો તેમ ઇતિહાસનું શોધન કરીને, તથા હિન્દના દરેક ભાગમાં પગપાળા ભ્રમણ કરીને, દુઃખ માત્રને ઠોકરે મારીને જે અનુભવ તથા વિદ્યા પ્રાપ્ત કરી, તેના આધારે જે મહાન સિદ્ધાંતો સીધી સાદી ભાષામાં સ્પષ્ટપણે પ્રજા સમક્ષ રજુ કર્યા છે. તે તેમનો હિન્દુ પ્રજા ઉપર મહાન ઉપકાર છે. ઇશ્વરી શક્તિ નિયમિત કેવી રીતે શું કામ કરી રહી છે, અને મનુષ્ય માત્રે

તે શક્તિ મેળવવા શું કરવું તે આ તેમના જીવનમાંથી તેમ તેમના બનાવેલા સત્યાર્થપ્રકાશ મારફત પૂર્ણ રીતે જાણી શકાય તેમ છે.

સ્વામી દયાનંદનો અંતકાળ પણ એક જાણવા જેવો વિષય છે. તેમને દેવાયલા કાતીલ ઝેરની અસર બે માસમાં એટલી વ્યાપક તેમ દારુણ બની હતી, અને તેમના શરીરના દરેક ભાગમાં વિષ એટલું કષ્ટ દઇ રહી હતી કે નજરે જોનારને અરેરાટી છૂટે, તેમને જોવા આવેલા પાદરી તેમ યુરોપીયન સ્નેહીઓએ તેમની આવી સહન શક્તિ માટે મુકત કંઠે પ્રશંસા કરી હતી. કે આવા અસહ્ય દુઃખમાં પણ તેમના મુખમાંથી અરે, હાય વગેરે એવા દુઃખપરક શબ્દો નહોતા નીકળતા, ધૈર્યના આવા ધની દુનિયામાં જવલેજ મળી આવશે. અસ્તુઃ દેહત્યાગના ત્રણેક કલાક પહેલાં તેમણે ક્ષૌર સ્નાન કરીને આનંદથી મુકત કંઠે વેદમંત્રો દ્વારા પરમાત્માનાં ગુણગાન કરી પોતાના સ્થૂળ શરીરને લગભગ અડધો કલાક સમાધિ અવસ્થામાં સ્થિર કર્યું, તે પછી નેત્રો ઉઘાડી "હે પરમકૃપાળુ પરમાત્મા તેરી ઇચ્છા પૂર્ણ હો" એ શબ્દોનું ઉચ્ચારણ કરી એક યોગીને છાજે તેવી રીતે પ્રાણવાયુને કુંભસ્થળમાં સ્થિત કરી આ ભૌતિક શરીરનો ત્યાગ કર્યો. મૃત્યુને તેઓ પ્રેમથી ભેટયા કે, જે દરેક પ્રાણી પદાર્થ માટે અનિવાર્ય હતું. આવી અદ્ભુત સહન શક્તિ તે તેમના અખંડ બ્રહ્મચર્યવ્રતને આભારી હતી. જે એક આદર્શ હોઇને દરેક મનુષ્ય માટે અનુકરણીય છે. આ મૃત્યુની ઘટનાના અવલોકનથી પંડિત ગુરુદત્ત (યુનીવરસીટીના એમ. એ.) નાસ્તિક વાદમાંથી પૂરા આસ્તિક બની જઇ પોતાના ટુંક જીવનમાં પણ મહાન કાર્ય કરી ગયા છે.

આવી અદ્ભુત શક્તિ તે સ્વામી દયાનંદના ચાલુ જીંદગીના વહેવારૂ અભ્યાસને આભારી હતી. જ્યારે સ્વામી શંકરાચાર્યને અદ્ભુત વિદ્યા શક્તિ જે તેમની આઠ દશ વરસની ઉંમરે પ્રાપ્ત થયેલી તે તેમના પૂર્વજન્મના પુરુષાર્થને આભારી હતી.

બ્રહ્મચર્યના વિષયનો સ્વામી દયાનંદે સૂક્ષ્મ રીતે અભ્યાસ કરીને એવો નિર્ણય આપ્યો છે કે વીર્ય રક્ષા એ જીવનનો મુખ્ય હેતુ હોવો જોઇએ, મનુષ્ય ધારે તો આ જીવન પણ બ્રહ્મચારી રહી શકે છે. ગૃહસ્થાશ્રમી માટે તેમણે લગ્નની ઉંમર ઓછામાં ઓછી પુરુષની ૨૫ અને કન્યાની ૧૬ વરસની બાંધી છે, જે કનિષ્ટ બ્રહ્મચર્ય ગણાય. મધ્યમ કોટિના બ્રહ્મચર્ય માટે પુરુષની ૩૮ અને કન્યાની ૨૨ વરસની તથા ઉત્તમ કોટીના બ્રહ્મચર્ય માટે પુરુષની ૪૮ અને કન્યાની ૨૫ વરસની ઉંમર ગણી છે.

ગૃહસ્થાશ્રમીઓ માટે અન્ય સાધારણ નિયમો તેમણે આ પ્રમાણે જણાવ્યા છે. જે તેમના બનાવેલા સત્યાર્થપ્રકાશમાં આપેલા છે. પુરુષનું ૨૫ વરસ અને કન્યાનું ૧૬ વરસ પહેલાં લગ્ન કરવું એ તેમના આત્માનો નાશ કરવા સમાન છે, લગ્ન પહેલાં કન્યાએ પતિ શબ્દનો અર્થ કરવો એ પણ બ્રહ્મચર્યના નિયમનો ભંગ કર્યા બરાબર છે, બ્રહ્મચર્યાવસ્થામાં નોવેલો, નાટક, સીનેમા, તેમ દરેક શૃંગારિક વિષય કે જેનાથી માનસિક વૃત્તિઓ ઉશ્કેરાય તેથી દૂર રહેવું. આઠ દશ વરસ ઉપરની ઉમરનાં છોકરા છોકરીઓએ નિકટ સહવાસમાં રહેવું નહિ. પાઠશાળાઓ પણ બંને માટે જુદી તેમ ગામ તથા શહેરના ગંદા વાતાવરણથી દૂર હોવી જોઇએ. ગૃહસ્થાશ્રમી પણ બ્રહ્મચર્યના નિયમોનું યથાયોગ્ય પાલન કરીને ઘણો લાભ ઉઠાવી શકે તેમ છે, તથા સારી સંતતિનાં માબાપો બની શકે છે. સંતનિયમનની ભલામણ કરવાવાળા આધુનિક સુધારકો તેમ સહશિક્ષણના હિમાયતી યુનીવરસીટીના સંસ્કારથી ખરડાયલા ફરજંદો આ બ્રહ્મચર્ય વિષયનો અભ્યાસ તથા મનન કરશે તો તેઓ પોતાની ભૂલ સમજી શકશે.

બ્રહ્મચર્ય વિષયના સમર્થનમાં સ્વામી દયાનંદે પ્રતિપાદન કરેલું છે કે આપણા શરીરમાં નિરંતર ચાલતી સપ્ત ધાતુની ક્રિયાનું

અંતિમ પરિણામ વીર્ય છે, જે શરીરની મુખ્ય શક્તિ છે, બીજી શક્તિઓ ગૌણ છે તથા તેના આધારે ટકેલી છે, તેનું આગળ વધુ રક્ષણ કરવાથી તેનું પાચન વિચાર શક્તિમાં ઈન્ધનવત્ પરિવર્તન થાય છે. એટલે. દા. તઃ યોગીઓનું યૌગિક શક્તિમાં, વિદ્વાનનું વિદ્યા શક્તિમાં, વૈજ્ઞાનિક શોધકોનું વૈજ્ઞાનિક શક્તિમાં અને ( પહેલવાન ) કુસ્તીબાજનું કુસ્તીશક્તિમાં વીર્યનું સૂક્ષ્મરૂપે પરીવર્તન થાય છે. આવું પરિણામ જ્યાંસુધી માનસિક વ્યભિચારી વૃત્તિઓ ઉશ્કેરાય નહિ ત્યાંસુધી ચાલુ રહે છે અને જે પુરુષોની શક્તિઓ ઉત્તરોત્તર વિકાસ પામતી રહી તેઓ પૂર્ણતાને પામે છે. ઉપર મુજબ બ્રહ્મચર્ય વિષય ઠીક રીતે સમજાયા બાદ તેના સતત વહેવારૂ અમલ માટે તે બ્રહ્મચર્યાશ્રમોની પુનઃ સ્થાપના જરૂરી ગણાશે. ચાલુ જમાનામાં તે વહેવારૂ બની શકે કે કેમ તેજ ફક્ત સવાલ રહે છે. જે લોકોએ પોતાનાં જીવન ચાલુ પ્રવાહમાં એશઆરામી તેમ સ્વછંદી બનાવ્યાં છે, તેઓ જ ફક્ત આ મહાન વિષયને અવહેવારૂ ગણી અવગણના કરશે. બ્રહ્મચર્યના અભાવથી આપણાં જીવનમાં માનસિક અને શારીરિક નબળાઇઓ આવી ગઇ છે કે જેથી અત્યારે ગુલામી દશા સેવીએ છીએ, અને આવી પરમાર્થિક શકય વસ્તુને અશકય બનાવીએ છીએ, આવા પ્રકારના મુફલીસ ગુલામી સેવતા અન્યોને બાદ કરીને જે લોકોને પ્રજાની ખરી સેવા કરવાની ધગશ હોય તથા આ વિષયને મુખ્ય સિદ્ધાંત તરીકે સ્વીકારતા હોય તેમના માટે આ કામ અશકય નથી. અશકય કહેનારા ફક્ત ટીકા તથા આક્ષેપ કરવાથી દૂર રહેશો તોજ ઘણું છે.

આર્યસમાજે આ કામ ઉપાડી લેવા તૈયાર છે. જે છેલ્લાં ૪૦ વરસથી આ મહાન યજ્ઞ માટે પ્રજા પાસેથી સહકારની માગણી થઇ રહી છે, અને હજીપણ તેવો સહકાર મળશે તો હવે પછીનાં ૨૫ વરસમાં તે તેનું ધારેલું પરિણામ મેળવી આપશે. તેનું કારણ

એ કે આર્યસમાજીઓ સ્વામીજી તરફ પૂર્ણ વફાદાર તેમ પૂરી શ્રદ્ધાવાળા છે, સ્વામીજીએ કોઈપણ પ્રવૃત્તિ પોતાના સ્વાર્થ માટે કરી નથી તેમ સત્યને હંમેશાં નજર સમક્ષ રાખીને તેમનો દરેક પુરુષાર્થ પરોપકારાર્થે હતો. જ્યાં જ્યાં સહકાર મળ્યો છે ત્યાં ત્યાં તેમને સફળતા મળી છે. જે કામ મહાત્માગાંધી સ્વરાજની લાલચ આપીને પણ સફળ રીતે કરી શકયા નથી તેથી મુશ્કેલ કામ આર્યસમાજીઓ હૈદ્રાબાદ સત્યાગ્રહમાં ફતેહમંદ કરી શકયા છે આ તેમનો તાજો દાખલો છે. કયાં ગાંધીવાદીઓની આડંબરી દેશ ભકિત અને કયાં સ્વામી દયાનંદના અનુયાયીઓની ત્યાગ ભાવના ?

હિન્દુ પ્રજાના ઉદય માટે સ્વામી દયાનંદની એક જ યુકિત મહાત્મા ગાંધીની દિન પ્રતિદિન બદલાતી અનેક યુકિતઓ કરતાં કેટલી ઉંચી ભાવનાવાળી છે કે, જે ધારેલી એકતા માટેનું મૂળ છે. તો ઉપરના વિષયના મનનથી બુદ્ધિશાળી જણ સમજી લેશે કે, કોઇ આવા મહાન સિદ્ધાંતને પક્ષપાતી વૃદ્ધિથી જેટલો ગુંગળાવવા પ્રયાસ કરશે તેટલા પ્રમાણમાં તે પ્રજાને વધુ ગુલામી તરફ ઘસડી જશે.



## સ્વામી શ્રદ્ધાનન્દજી



[ગુરુકુલના પુનઃસર્જક.]

# બ્રહ્મચર્યાશ્રમનું પુનઃસર્જન.

બ્રહ્મચર્ય વિષય ભાવી પ્રજાના ઉદય માટે ખાસ ઉપયોગી ગણાય. તેના વહેવારૂ અમલ માટે બ્રહ્મચર્યાશ્રમોની આવશ્યકતા સ્વીકારવી રહી. વર્તમાન સમયમાં તે અનુકૂળ કેવી રીતે બની શકે તેજ પ્રશ્ન ફકત વિચારણીય છે. અન્ય શુભેચ્છકોના અભિપ્રાય પણ ઉપયોગી થશે.

અંગ્રેજી ભાષા આપણા દેશમાં રાજ ભાષા હોવાથી તેના માટે સ્કુલો કોલેજો તથા તેના અંગે ચાલતી હોસ્ટેલો બોર્ડીંગો, કલબો છાત્રાલયો વગેરે બાદશાહી ઢબે નભે છે. આર્થિક દૃષ્ટિથી વિચાર કરતાં તેમાં રહેતા વિદ્યાર્થીઓનો ખર્ચ પણ ઘણો આવે છે. અને તવંગરોજ ફકત તેનો લાભ લઇ શકે છે. આ હોસ્ટેલો વગેરેમાં રહેતા વિદ્યાર્થીઓનાં જીવન એશઆરામી તથા નાજુક બને છે તેમ રજાઓમાં તથા ફુરસદની વખતમાં તેઓ બજારોમાં રખડવામાં, ગપાટા મારવામાં, કલબોમાં, તથા સ્વછંદી રમતોમાં તેમ શૃંગારીક નોવેલો વાંચવામાં પોતાના કીમતી વખતને વેડફી મારે છે. યોગ્ય કસરતના અભાવે તેમની શારીરિક તેમ માનસિક શકિતઓનો ક્ષય થાય છે અને શહેરના કુસંસ્કારો તેમના શરીરોમાં ઘર કરી બસે છે.

ઉપરની બદીઓ શહેરના અનિચ્છનીય વાતાવરણને આભારી છે. આપણા ગામોની શાળાઓની દૃષ્ટિએ વિચાર કરતાં પણ એ જોઇ શકાય છે. કે વિદ્યાર્થીઓ લગભગ ઉપરના જેવીજ બદીઓના ભોગ બની જાય છે અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓને લગભગ વરસમાં બધી મળી ૬ માસની રજાઓ મળે છે આ રજાઓ તેમના રોજના શાળા બહારના વખતમાં છોકરાઓ સ્વછંદી એ કાયદા રમતોમાં રખડે છે. વધારામાં ગામના ગંદા વાતાવરણના કુસંસ્કારોના ભોગ બને છે. જે દરેક માબાપોને કંટાળાનો વિષય

બની રહે છે. આવા પ્રકારની અયોગ્ય પ્રવૃત્તિઓને અટકાવી વિદ્યાર્થીઓને તેમના ફાલતુ રજાના વખતમાં તેને યોગ્ય દિશામાં વાળવા માટે આશ્રમ વ્યવસ્થા જ ફકત કારગત ઉપયોગી નીવડશે. સ્વામી શ્રદ્ધાનંદે આવા બ્રહ્મચર્યના આશ્રમોની શરૂઆત કરીને તેમ ગુરુકુલો સ્થાપીને પ્રજાને સાચો રસ્તો કરી આપ્યો છે આ પ્રવૃત્તિ માટે તેમણે પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું છે. તે નિરર્થક નહિ જતાં હવેના ભાવીમાં તેવા આશ્રમો તથા ગુરુકુલો લાખોની સંખ્યામાં તૈયાર થશે, કારણ કે હવે પ્રજા સમજવા લાગી છે.

શહેરમાં આવા આશ્રમો બધે શકય નથી પણ જે હોસ્ટેલો, બોર્ડીંગો વગેરે ચાલુ છે તેને આશ્રમ વ્યવસ્થામાં ફેરવી દેવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ, અને તે મુજબનું નિયમન જરૂરી ફેરફારો સાથે ઘડી કાઢવું જોઇએ, વિદ્યાર્થીઓની રહેણી કરણી ખાનપાન પહેરવા ઓઢવાની વગેરે મનસ્વી ટેવો તેમ દિનચર્યા ઉપર ગૃહપતિનો કડક અંકુશ હોવો જોઇએ. રજાઓ તથા ફુરસદના ટાઇમમાં તેમની મનસ્વી પ્રવૃત્તિઓ રોકવામાં કોઇ વહેવારૂ ફરજીઆત કામ સોંપવું જોઇએ. જેવું કે નાના પ્રકારના ગૃહ ઉદ્યોગો કાંતવાનું, શીવવાનું, વણાટકામ તથા જ્યાં શકય હોય ત્યાં ખેતીવાડીનું બાગાયત કામ વગેરેનાં પ્રવૃત્ત રહે તેમ કરવું જોઇએ, પ્રાથમિક તેમ માધ્યમિક શાળાઓએ આ વિષય રાખેલો હશે તો તે તેમને માટે અત્યારે મુશ્કેલ પડશે નહિ.

ગામની શાળાઓ માટે આ આશ્રમો શકય છે દરેક શાળાને અંગે આવા આશ્રમો લગભગ અડધો માઇલ દૂર શાંત એકાંત જગાએ બાંધવામાં આવે, દરેક આશ્રમોને અંગે ૨૫ થી ૫૦ અગર વધુ જમીન વિદ્યાર્થીની સંખ્યા પ્રમાણે હોવી જોઇએ. અને જમીન ઉપર પાણી વગેરે સાધનો તૈયાર કરવાં જોઇએ. વળી આશ્રમોમાં નાના પ્રકારના ગૃહ ઉદ્યોગો જેવા કે, કાંતણ, વણાટખાતું શીવણ

વેતરણખાતું નાના પ્રકારની શક્ય હોય તે બનાવટો તથા દવાઓ વગેરે તેમ ખેતીવાડી માટે બાગાયત ફળ શાકભાજી તથા છોડ ઉછેરની વ્યવસ્થા વહેવારૂ તાલીમ માટે હોવી જોઇએ.

દરેક વિદ્યાર્થી તેના ૧૦ થી ૧૨ મા વરસમાં આ આશ્રમમાં દાખલ થાય કે જે ઉમર તેના ખરા જીવનની શરૂઆત ગણાય. આ વખતે તેણે ગુજરાતી ચાર ધોરણ કર્યાં હશે એટલે અંગ્રેજીની શરૂઆત સાથે આશ્રમના વિષયો તે લઈ શકશે. આ વધારાના આશ્રમ વિષયને પહોંચી વળવા માટે શાળાનો ટાઇમ હંમેશનો ૧૦ કલાક રહે. તેમાંથી ૫ કલાક અભ્યાસ ક્રમમાં અને ૫ કલાક આશ્રમમાં રહે. ખેતીવાડીનો વિષય બને ત્યાંસુધી ફરજીઆત અને બીજા ઔદ્યોગિક વિષયો મરજીઆત ગૃહપતિની દેખરેખ નીચે રાખવા.

આ વધારાના આશ્રમ વ્યવસ્થાના વિષયોની મંજૂરી માટે તેમ યુનીવરસીટીમાં તે મુજબનો ફેરફાર કરવા માટે કેળવણી ખાતાના ઉપરી અમલદાર તથા પ્રધાન ઉપર સામુદાયિક દબાણ લાવવું જોઇએ. છતાં આશ્રમ વ્યવસ્થા આગળ યુનીવરસીટીમાં જવા ઇચ્છનાર વિદ્યાર્થી માટે અડચણ રૂપ તો નથી જ. અને કોલેજોમાં ફેરફાર થાય યા નહિ પણ ગામોમાં તો ખાસ આવશ્યક થવા જોઇએ. કારણ પ્રજાની લગભગ ૯૦ ટકા વસ્તી કોલેજોનો લાભ લઇ શકતી નથી.

ગામ લોક આશ્રમોની ઉપયોગિતા સમજે તે માટે યોગ્ય પ્રચાર કામ થવું જોઇએ કે વિદ્યાર્થી તેમ તેમના વાલીઓ માટે આવી સંસ્થાઓ ઘણી ઉપયોગી થઇ પડશે. છોકરાઓના બગાડની જે ફરિઆદો થતી રહે છે તથા બેકાર રહે છે. તેના સાચા ઉપાય માટે આશ્રમ વ્યવસ્થા આશીર્વાદ રૂપ નીવડશે. વળી જમીન આબાદ થયા પછી તેમાંથી ઉત્પન્ન થશે તથા બીજા ગૃહઉદ્યોગો-માંથી જે કંઈ ઉત્પન્ન આવશે તેનો લાભ આશ્રમમાં કામ કરતા વિદ્યાર્થીઓને આપવામાં આવશે, જેથી તેમની કેળવણીના ખર્ચમાં

કંઇ રાહત મલશે. વિદ્યાર્થી સ્વાશ્રયી બની હરેક કામ માટે ઉત્સાહિત બનશે અને તે તેનો રસ્તો આપોઆપ કરી લેશે. એટલે મા બાપને ચિંતા કરવાનું કારણ રહેશે નહિ. વળી બ્રહ્મચર્યાશ્રમોમાં લાખો વિદ્યાર્થીઓનો સમૂહ તૈયાર થશે ત્યારે ખરી સમાજ વ્યવસ્થા બંધાઇ જશે. જે સમજ પૂર્વકની હશે.

આવા આશ્રમોનો વિકાસ વધુ પ્રમાણમાં પણ થઇ શકે છે. યોગ પુરુષાર્થથી તે સ્વાશ્રયી બની શકે છે અને આગળ ઉપર વાનપ્રસ્થ તેમ બેકારોને કામે લગાડવા માટે પણ તેને અંગેની જમીનનો ઉપયોગ કરી શકાય તેમ છે. તેને તૈયાર કરવામાં તથા શરૂમાં નભાવવા માટે ગામના શુભેચ્છકોનો, લોકલ બોર્ડનો, ગ્રામ્ય પંચાયતનો તેમ સરકારનો સહકાર જરૂર મળશે. કલબો, મંદિરો, પ્રસૂતિગૃહો, દવાખાનાં, વેર્ડો, બોર્ડિંગો વગેરે માટે નાણાં મળે છે તો શું આવા પારમાર્થિક યજ્ઞ માટે નહિ મળે?

આપણી ભોળી પ્રજાએ છેલ્લાં હજાર વર્ષમાં લગભગ ૪૦ અબજ રૂપીઆ ધાર્મિક અંધશ્રદ્ધાને લીધે વેડફી માર્યા હશે. છેલ્લાં ૫૦ વરસમાં યુનિવર્સિટીની કેળવણી પછવાડે લગભગ ૧૦ અબજ રૂપીઆ ખર્ચી નાખ્યા હશે. અર્ધસત્ય શૃંગારિક વગેરે સાહિત્ય પછવાડે કંઈ નહિ તો ૧ અબજ ખરચાઇ ગયા હશે. જેના ફળ રૂપે અત્યારે ગુલામી હાલત ભોગવી રહ્યા છીએ. તો હજી પણ ભાવિ માટે શું વિચાર નહિ કરીએ?

"જે કોઇ વ્યક્તિ યા સમાજ ભૂત તેમ વર્તમાન અનુભવો ઇતિહાસના આધારે પોતાના ભાવિના સંચિત માટે પુરુષાર્થ નહિ કરતાં ફક્ત પ્રારબ્ધ ઉપર આધાર રાખે છે તે પોતાનો નાશ નોતરી રહ્યો છે એમ બુદ્ધિમાન્ સમજે છે, અને જે કોઇ તેના આધારે સાચો પુરુષાર્થ કરે છે તેજ બુદ્ધિમાન્ ગણાય છે અને તેવી જ વ્યક્તિ યા સમાજની ઉન્નતિ થાય છે."

આપણો હિન્દુસમાજ પૂર્વજન્મ યા પુનર્જન્મને માનવાવાળો છે. પૂર્વજન્મના કર્મ યા પુરુષાર્થના ફળરૂપે અત્યારે આ દશા

ભોગવી રહ્યા છીએ, અને અત્યારે જે કંઇ કર્મ સારાં ખોટાં કરીશું તેનાં ફળ ભવિષ્યમાં ભોગવવાનાં છે. શું આ નગ્ન સત્ય સમજાય તેવું નથી? કે કદાચ આપણે આ ભૂમિમાં ફરી જન્મ લઇશું તો ભૂમિકા તેમ વાતાવરણ જેટલું શુદ્ધ કરીને ગયા હોઇશું તે ફળ આપણેજ ભોગવવાનું છે. ઉપલા સિદ્ધાંતનો ભાવાર્થ આ પ્રમાણે સમજીશું તો આપણને હંમેશાં સારી પ્રેરણા મળશે.

સ્વામી દયાનન્દે હિન્દી પ્રજાને વખતસરની ચેતવણી આપી યોગ્ય ભૂમિકા તૈયાર કરી આપી છે. સ્વામી શ્રદ્ધાનન્દે આશ્રમ વ્યવસ્થાનાં બીજ વાવ્યાં છે, અને મહાત્મા ગાંધી તેને પોષણ આપી પ્રજાને સીધી દોરવણી આપશે. સાચો પુરુષાર્થ, હિન્દુજાતિનું સંગઠન, સાચી એકતા તથા શક્તિ અને ખરો સમાજવાદ આવા પ્રકારના બ્રહ્મચર્યાશ્રમો મારફતજ પ્રાપ્ત થશે. તેમાં ઘડાઇને તૈયાર થયેલાં બાળકોજ દેશનું ખરૂં ધન હશે, અને તેજ દેશનો ખરો ઉદય છે.

કન્યાશાળાઓ માટે પણ તેમને અનુકૂળ આશ્રમો શકય હોય ત્યાં જુદા સ્થાપી શકાય છે છતાં હાલના શાળાના કોર્સમાં ફેરફાર કરવાની જરૂર છે. ભરતનું કામ જે અત્યારે ચાલે છે તેમાં વખત ઘણો લાગવાથી આર્થિક દૃષ્ટિએ લાભકારક નથી. કળાની દૃષ્ટિએ કદાચ ઠીક લાગે તો તે પસંદગીનો વિષય રહેવો જોઇએ અને તેની જગાએ ચરખા, રેંટીઆ, સીવવાના સંચા તથા વેતરણનું કામ તેમ ગુંથણનું કામ શીખવવામાં આવે તે ઠીક ગણાય. વળી ગૃહઉદ્યોગો પણ શકય હોય તે શીખી શકે છે. તેમના શારીરિક વિકાસ માટે પણ યોગ્ય કસરતની આવશ્યકતા સ્વીકારવી જોઇએ.

ભાઇઓ, આપણે અનેક મુશ્કેલીઓના આરે અત્યારે ઉભા છીએ, અનેક મતભેદો આપણામાં ઉપસ્થિત છે, આપણી જાતિ છિન્નભિન્ન અવસ્થામાં છે, બુદ્ધિશાળી વિદ્વાન્ વર્ગમાં પણ આ સ્થિતિ છે. આપણું જીવન સ્થિર નથી, એટલે આજ સુખી તો કાલે દુ:ખી હઇશું. આપણે પરાપૂર્વથી પુણ્ય યા પાપકર્મ કરતા

આવતા હોઇશું જેને લઇને ઓછાવત્તા સુખદુઃખના અધિકારી અત્યારે છીએ એમ સમજીને પણ આપણું અંતઃકરણ સુયોગ્ય પુરુષાર્થ કરવા તરફ વળે તો ભાવી ઉજ્વળ બનશે. આપણો આંતરીક સડો જે આધુનિક રોગનું મૂળ છે તે ફક્ત બ્રહ્મચર્યાશ્રમોની વ્યવસ્થાથી જ દૂર થશે. માટે જે કોઇ આ પ્રવૃત્તિ ઉપાડી લે તેને તમારો હાર્દિક સત્કાર આપશોજી.

બીજું એ કે એક તટસ્થ તરીકે મારે કહેવું જોઇએ કે કેટલાક ભાઇઓને આર્યસમાજનો શબ્દ સાંભળીને સુગ આવે છે તે તેમની ભૂલ છે. આર્યસમાજ એ હિંદુ સંસ્થા છે. હિંદુધર્મના બચાવ માટે તેણે મહાન ભોગ આપ્યા છે. હિન્દુ એ આર્ય છે અને આર્યસમાજ એ હિન્દુ માટે છે એમ સમજી તેના હૃદયનો પૂર્ણ રીતે અભ્યાસ કર્યા પછી જ અભિપ્રાય બાંધવો એ બુદ્ધિવાનનું લક્ષણ છે. તેની પ્રવૃત્તિઓ અનેક છે. હિન્દુપ્રજામાં જે કંઇ પ્રકાશ દેખાય છે તે આર્યસમાજને જ આભારી છે. હિન્દુસ્થાનમાં આ સંસ્થા સશક્ત તેમ મોટામાં મોટી છે. તે લગભગ પાંચ હજાર સંસ્થાઓ વાર્ષિક અઢીથી ત્રણ કરોડ રૂપીઆના ખર્ચે સ્વતંત્ર રીતે નભાવે છે. સત્યવિદ્યાનો ફેલાવો ફક્ત તેના મારફત જ થઇ રહ્યો છે. તેના અનુયાયીઓ લગભગ ત્રણ કરોડ ઉપર અત્યારે થવા જાય છે. સ્વદેશી તેમ સ્વરાજ માટેના સિદ્ધાંતો તે કોઇની વણમાગી સલાહે અપનાવી રહી છે તેની જ દોરવણીથી હિન્દુપ્રજાનો ઉદય છે, એ મારો પોતાનો નમ્ર અભિપ્રાય છે. વિરોધ અત્યારે ભલે દેખાય પણ હવેનાં થોડાં વરસમાં તે વિરોધ નષ્ટ થઇ જશે. કારણ પ્રજા સત્ય વસ્તુ સમજતી હશે.



"હું ગુરુ દયાનન્દનો પૂજારી છું. તેમના અનુયાયીઓની સ્તુતિ કરનારો છું. તેમણે રાષ્ટ્રીય કેળવણીને વધુ મૂર્તિમંત કરી છે. રાષ્ટ્રીય કેળવણીના સક્રિય અખતરો સફળ કરવામાં એમના અનુયાયીઓનો મોટો હિસ્સો છે. બીજા બધા આરંભે શૂરા હશે પણ તે દોષ આર્યસમાજને લાગુ પડતો નથી. આ ધાર્મિક રાષ્ટ્રીય વિદ્યાલયો જીવતાં સાચાં મંદિરો છે. હું મગરૂબીથી કહું છું કે હિન્દુધર્મ, રાષ્ટ્રીય કેળવણી અને બ્રહ્મચર્યનો સંગમ કોઈપણ સ્થળે થતો હોય તો તે માત્ર ગુરુકુલોમાં જ."

—સરદાર વલ્લભભાઈ

[ગુરુકુલ સૂપામાં કાઢેલા ઉદ્દગારો]



"સ્વામી દયાનન્દજીનું ચિરંજીવી કાર્ય (ગુરુકુલ) શુદ્ધ ભારતીય ભેજાની નીપજ હતું."

—મહાત્મા ગાંધીજી

શ્રી. રા. પુ. 'આર્યપ્રકાશ' પ્રેસ, આર્યનરોડ, આણંદમાં રણછોડભાઈ ચતરીભાઈ પટેલે મણિભાઈ દેસાઈભાઈ, પટેલ, કરમસદ માટે છાપ્યું. : તા. ૭-૨-૪૦